ગાંડીવ બાલોદ્યાનમાળા

પુષ્પ : દશમું



ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત

ગાંડીવ બાલવિજ્ઞાનમાળા
પુષ્પ : દશમું

# જાદુઈ હાર

લેખક

ચીમનલાલ પ્રાણલાલ ભટ્ટ

સ્નાતક: ગુજરાત વિદ્યાપીઠ


પ્રગટકર્તા

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦—કેળાંપીઠ

સુરત.

પહેલી આવૃત્તિ ૧૫૫૦



ઇસ્વી ૧૯૨૭ વિક્રમ ૧૯૮૩

મુદ્રક: પ્રકાશક

નટવરલાલ વીમાવાળા

૦-૪-૦

તૈયાર થવા આવી છેઃ

# બરફીપુરી

પહેલી બીજી ચોપડી
ભણતા બાળકો માટે
ખાસ મોટા અક્ષરોથી છાપેલી વાર્તા

લીલી કરીને એક છોકરી હતી. તમારા જેવડી જ. તેને ગળ્યું ખાવાનો બહુજ શોખ. લાડુ ને વેઢમી ને બાસુંદી ને શીરો તેને બહુજ ભાવે. તેની વરસગાંઠને દહાડે શું બન્યું તે રજુ કરતી રમુજ સાથે બોધ આપતી અદ્‌ભુત રસમય કથા

૦—૪—૦

એક નકલ જરૂર મંગાવો.

---

ઉપરાંત

ઝાંઝર, વનરાજ, કનૈયો, પરસ્તાન
ભણવાની કળા, ફુવારો, ગુલછડી વગેરેઃ

# ଅଶ୍ରୁ ହାର

# ગાંડીવ સાહિત્ય મંદિર

**ગાંડીવ અઠવાડિક**

હર રવિવારે પ્રગટ થાય છે. તેમાં આખા ગુજરાતની ખબરો, નોંધો, રમુજી અને સાહિત્યની ચર્ચા પ્રગટ થાય છે. લવાજમ પો૦ ખર્ચ સાથે રૂ. ૩)

**ગાંડીવ છાપખાનું**

ગયા પાંચ વરસની કારકીર્દિમાં આ છાપખાનાએ શુદ્ધ અને સ્વચ્છ છાપકામ કરવા માટે અજબ ખ્યાતિ મેળવી છે.

**ગાંડીવ સાહિત્ય**

મંદિરના આ વિભાગમાં તમામ ઉત્તમ લેખકોનાં વખણાયલાં પુસ્તકો તેમજ નિર્દોષ, રસીલી અને બોધક કૃતિઓ મળી શકે છે, લ્હાણી કરવા લાયક ચોપડીઓ માટે ત્યાંજ લખો

---

**સરનામું: ૧૮૦, કેળાંપીઠ સુરત.**

---

સુરત આવો, ત્યારે જરૂર મુલાકાત લેશો.

(૧)

એક સિપાઇ હતો. તેનું નામ વીરસિંહ. એક દિવસ તે બિચારો લમણે હાથ દઇને વિચાર કરતો બેઠો હતો. પૈસા બધા ખર્ચાઇ ગયા હતા. પાસે એક રાતી પાઇ પણ ન મળે! ખિસ્સાં બધાં ખાલીખમ! હવે શું કરવું? પૈસા વગર દુનિયામાં કોઇનું ગાડું ચાલે છે? દિવસ ઉગે ને ભૂખ લાગે. બધા વગર ચાલે પણ કંઇ ખાધા વગર ને પીધા વગર ચાલે? નહિજ. ભૂખને લીધે આજે તો એ ખૂબજ નિરાશ થઇ ગયો હતો. હવે તો એને જીવવાનુંયે ગમતું નહોતું.

એવામાં પાસેજ કંઇ ખખડાટ થયો. ચમકીને આજુબાજુ જોયું તો એક ચિઠ્ઠી પડેલી. એણે ચડપ

દઈને એ ચિઠ્ઠી ઉપાડી. ખોલીને જોયું તો તેમાં લખેલું હતું કે:

ઈનામ રૂપિયા એક લાખ
રાજાનો મુગટ શોધી લાવનાર
ને—

હવે વાત એમ બનેલી કે એ દેશનો એક રાજા હતો. તે બહુ બળવાન ને પૈસાદાર હતો. કેટલાયે રૂપિયા ખરચીને એણે એક મુગટ કરાવ્યો. મુગટ બહુજ કીમતી. હીરા ને માણેક, નીલમ ને મોતીથી તે મઢેલો. એવો તો રૂપાળો લાગે કે બે ઘડી જોયાજ રહેવાનું મન થાય!

એક દિવસ રાજાએ એ મુગટ માથેથી ઉતારી બારીમાં મૂક્યો. થોડી વારે બારી આગળ જઈને જોયું તો મુગટ ગેબ! રાજાજી તો અજબ થઈ ગયા! કોઈ આવ્યું નથી, ગયું નથી, ને આ શું? જોતજોતામાં મુગટ ક્યાં ઉડી ગયો?!

રાજાએ તાબડતોબ ઢંઢેરો પીટાવ્યો. મુગટ શોધી

આપે તેને લાખ રૂપિઆ ઇનામ આપવાનું જાહેર કર્યું.

આપણા વીરસિંહને જે ચિઠ્ઠી મળી તે આજ બાબતની. ચિઠ્ઠી વાંચીને એણે મુગટની શોધમાં નીકળવાનું નક્કી કર્યું. મુગટ શોધવો ને લાખ રૂપિયા લેવા. આવો લાગ મળવાથી એ હરખાયો. એને થયું કે હવે મારૂં નસીબ ઉઘડયું!

બસ એ તો એકદમ ઉપડયો, ને ગયો ઠેઠ રાજમહેલમાં. રાજાજીને મળ્યો ને મુગટની બીના પૂછી. રાજાજીએ બધું સમજાવ્યું. વીરસિંહને પણ અચરજ તો થયું. પણ હિંમત મૂકી દે તે સિપાઇ શાનો? એણે રાજાને કહ્યું: રાજાજી, ઉતાવળાનું આ કામ નથી. એ કંઇ રમવાના ખેલ નથી. ધીરજ જોઇએ, હિંમત જોઇએ ને સાહસ પણ જોઇએ. પત્તો તો હું જરૂર મેળવીશ. તેને માટે આજની રાત મારે અહિં રહેવું પડશે. વળી ચોરને લલચાવવા માટે કોઇ રૂપાળી ચીજ જોઇએ.

રાજાજી બોલ્યા: ઓહો! એમાં શું? મુગટથી

કંઇ વધારે છે? લે આ સોનાનો પ્યાલો. કીંમતીયે ખરો ને રૂપાળોયે ખરો! થયું?

રાજાજી ગયા ને વીરસિંહ એકલો પડ્યો. હવે એણે પોતાની તદબીર રચી. સોનાનો પ્યાલો પેલી બારીમાં મૂક્યો. પોતે એક પડદા પાછળ સંતાઇ બેઠો, એવી રીતે કે એને કોઇ પણ જુએ નહિ, પણ એને બધું દેખાય.

થોડી વારમાં એક કૌતક થયું. બારીની પાછળ એક વિકરાળ પંજો દેખાયો. પંજા ઉપર વાળ તો એટલા ઉગેલા કે જાણે જંગલની ઝાડી. ધીરે રહીને પંજો તો ઉંચો થયો અને પછી? એક, બે ને ત્રણ! પંજો ગુમ, ને પ્યાલોયે ગુમ! બીજું બધું હતું તેમ નું તેમ!

જોતજોતાંમાં આ બધું બની ગયું. બીજો કોઇ હોય તો ગભરાઇજ જાય. પણ આપણો વીરસિંહ કંઇ કાચો પોચો નહોતો. એ તો ખરો મરદ બચ્ચો હતો. હિમ્મત તો જાણે એના બાપનીજ!

જરા વારમાં એણે એક મનસૂબો કર્યો. પોતે

જાતેજ બારીમાં ગોઠવાયો. ને પેલા પંજાની રાહ જોવા લાગ્યો. એની તદબીર આબાદ નીકળી. થોડી વારમાં એજ પંજો દેખા દીધી. પોતે પૂતળા જેવો સ્થિર થઇને બેસી રહ્યો. પળવારમાં તો પંજો એને ગળે વળગ્યો. ગળું દબાયું, આંખો મિંચાઇ ગઇ ને એનું ભાન ઉડી જવા લાગ્યું. કોઇ એને પકડીને હેઠે જાણે ઉંડા પાતાળમાં ઉતરતું હોય એમ લાગ્યું.

કેટલેક વખતે એને ભાન આવ્યું. આંખો ખોલીને ઉંચું જુએ છે તો સામે એક મોટો ભીમ જેવો રાક્ષસ! હાથી આગળ જેવી કીડી દેખાય તેવો રાક્ષસ આગળ આપણો વીરસિંહ દેખાય. છતાં એણે હિમ્મતને તો છોડીજ નહિ.

રાક્ષસે પૂછ્યું: કેમ અલ્યા મગતરા! શો વિચાર કરે છે?

વીરસિંહે છાતી કાઢી–ખોંખારીને જવાબ દીધો: વિચાર વળી શો? મુગટ જોઇએ.

રાક્ષસ તો ખડખડ હસવા લાગ્યો: ઓહો,

એમ વાત છે કે? ઠીક. મુગટ લેવો તારા પોતાનાજ હાથમાં છે. અત્યાર સુધીમાં તુંજ એક કાળા માથાનો માનવી રાજીખુશીથી, હાથે કરીને અહીં આવ્યો છે. બહાદુર તો ખરોજ. તારી બહાદુરીથી હું રાજી થયો છું એટલે તને મુગટ મેળવવાની એક તદબીર બતાવીશ. પછી તારે કરવું હોય તેમ કરજે.

આ સાંભળી વીરસિંહને કંઇક ધીરજ આવી. એણે આજુબાજુ આંખ ફેરવી. પોતે એક ગુફામાં હતો. ગુફામાં બધી બાજુએ જંગલી જાનવરો–વાઘ વરૂ, શિઆળનાં ચામડાં લટકતાં તાં. ઠેકઠેકાણે હાડકાં વેરાયલાં હતાં. જમીન પર લોહીના ડાઘા જોવામાં આવતા હતા. એક ખૂણામાં દેવતા સળગતો હતો. ચુલા પાસે ત્રણ બિલાડીઓ સૂતેલી હતી. વીરસિંહને થોડી વારમાં તો કંઈ કંઇ વિચારો આવી ગયા.

એટલામાં રાક્ષસ ઉઠયો. જમીનમાંથી એક મોટો વજનદાર પથ્થર ખસેડીને તે નીચે ભોંયરામાં ઉતર્યો. થોડીવારે ત્રણ હાર લઇને પાછો બહાર

આવ્યા. પથ્થર હતો તેમ ઢાંકી દીધો. એક પથ્થર પર ત્રણ હાર મૂક્યા. હાર મૂકતાંની સાથેજ જાણે કંઇ જાદુ થયું હોય તેમ પેલી ત્રણે બિલાડીઓ જાગી ઉઠી. ત્રણે કુદીને રાક્ષસ પર ચઢી બેઠી. એક એના માથા પર, ને બાજી બે ખભા પર. ત્યાં બેઠીબેઠી ત્રણે વીરસિંહ સામે ડોળા કાઢવા લાગી. રાક્ષસનો આ વિચિત્ર દેખાવ જોઇને બહાદુર વીરસિંહ તો ખડખડ હસી પડત, પણ વળી વિચાર કર્યો કે રાક્ષસની બાત; મિજાજનું ઠેકાણું નહિ. વીફરે તો શુંનું શું કરી બેસે, માટે હસવાનું માંડી વાળવામાંજ ડહાપણ છે.

હવે પેલા ત્રણ હાર બતાવીને રાક્ષસ બોલ્યોઃ આમાંથી ગમે તે એક પસંદ કર; દરેકમાં જુદા જુદા ગુણ છે. (૧) એક એવો છે કે તે પસંદ કરવાથી તારૂં તકદીર ખુલી જશે. (૨) બીજો એવો છે કે તે પસંદ કરવાથી તારૂં મોતજ આવે. (૩) ત્રીજો એવો છે કે તે પસંદ કરવાથી તારે ચાળીસ વર્ષ સુધી મારી ગુલામી કરવી પડશે.

વીરસિંહે એક પછી એક ત્રણે હાર તપાસી જોયા. પહેલો હાર હીરાનો હતો. તે જોઇને એણે વિચાર્યું: ઉંહું, આ આપણે ન જોઇએ, એને લીધે કંઇ નહિ તો પણ પૈસાની ગુલામી તો કરવીજ પડે! અને એ બધું એકનું એકજ. ગુલામી તો ખરીજને! માટે આ તો કામનો નહિ.

બીજો હાર કીમતી નીલમનો હતો. તે જોઇને એણે વિચાર્યું: નહિ, આ પણ કામનો નહિ. એને જોતાંજ જાણે મને ડર લાગે છે. માટે એને પણ જવા દો.

ત્રીજો હાર સાદાં મોતીનો હતો. કોણ જાણે કેમ, પણ એ એને એકદમ ગમી ગયો. એણે એ તરત ઉપાડી લીધો. એણે એ હાર ઉપાડ્યો કે તુરતજ પેલી ત્રણ બિલાડીઓ રાક્ષસના શરીર પરથી ઉતરી પડી અને એના શરીર પર ચઢી ગઇ.

આ જોઇને રાક્ષસ બોલ્યો: તું ફાવ્યો છે; હીરા કે નીલમમાં તું લલચાયો નથી, તેથી અમે સૌ આજથી તારા ગુલામ છીએ. આ હાર તારી પાસે હશે ત્યાં સુધી તારા કહ્યા પ્રમાણે કરીશું. જો, સાંભળ. એને તું

તારા ગળામાં પહેરી લે. તારાપર કંઇ સંકટ આવી પડે તો છેડેથી ત્રીજું, ભુરૂં મોતી દબાવજે. અમારામાંથી એક તારી મદદે જરૂર આવશે. હારની ખુબ સંભાળ રાખજે.

આટલું કહી રાક્ષસ મુગટ લઇ આવ્યો, ને વીરસિંહને કહ્યું; આ રહ્યો રાજાનો મુગટ. હવે જો, તારે રાજમહેલમાં જવું હોય તો હું તને આંખ મીંચીને ઉઘાડતામાં ત્યાં પહોંચાડીશ.

વીરસિંહને તો ભાવતું હતું ને વૈદે કહ્યું. આંખ મીંચીને ઉઘાડે ત્યાં તો એ રાજાની સામે બેઠેલો. કેવું અજબ જાદુ!

રાજાજી એને ને મુગટને જોઇને ખુશ ખુશ થઇ ગયા. વીરસિંહના હાથમાંથી પોતાનો મુગટ ઝટપી લઇને માથે મૂક્યો. પણ હવે એની દાનત બગડી. મુગટ મળ્યો એટલે એને થયું કે આટલા નજીવા કામ માટે લાખ રૂપીઆ શાના આપે? ઇનામ ન કહાડ્યું હોત તો કેવું સારૂં!

તેણે વીરસિંહને શાબાશી તો ખુબ ખુબ આપી,

પણ ઇનામમાં લાખ રૂ.ને બદલે દશ હજાર રૂપી-આજ આપ્યા. બાકીના (નેવું હજાર)રૂપીઆ આપ-વાની એની દાનતજ નહોતી. છતાં વીરસિંહને ખોટું ખોટું કહ્યું કે બાકીના રૂપીઆ થોડા દિવસમાં મોકલી આપીશ.

વીરસિંહ તો મુંગેમુંગો ઘેર ગયો. રાજાની બુરી દાનત એ સમજી તો ગયો, પણ હવે એને રાજાની કે તેના પૈસાની કંઇ પરવા નહોતી. ધાર્યું કરી શકાય એવો કીમીઓ તેને મળ્યો હતો. રાજપાટ કે ધન મેળવવું એને મન રમત જેવું હતું.

એમ કરતાં થોડા દિવસ નીકળી ગયા. એક-વાર વીરસિંહ બહાર ફરીને પાછો ઘેર જતો હતો. સાંજ પડી ગઈ હતી. આસપાસ કંઇ વસ્તી નહતી. એવામાં અચાનક ત્રણ લુંટારા તેના ઉપર ધસી આવ્યા ને તેને મારવા માંડ્યા. તુરતજ તેને તો પેલો હાર સાંભર્યો. ચપ દઇને મોતી દાબ્યું. તરત એક કાળીઘોર બિલાડી આકાશમાંથી ઉતરી એના માથાપર બેઠી, અને પેલા લુંટારા તરફ ડોળા

ફફડાવવા લાગી. પંજા લાંબા કરીને તેણે ત્રણેને ન્હોરીઆં ભરવા માંડયા. આ અણધારી આફતથી તે બિચારા એટલા તો બ્હી ગયા કે મુઠ્ઠીઓ વાળીને નાસીજ ગયા.

હવે વળી કેટલાક દિવસ વહી ગયા. વીરસિંહે ઘણી રાહ જોઇ, પણ રાજાએ તો કહ્યા પ્રમાણે પૈસા મોકલ્યા નહિ. એટલે આખરે થાકીને તેણે પેલું મોતી દાબ્યું. તરતજ બિલાડીબાઇ આવીને હાજર થઇ ગયાં. વીરસિંહે તેને કહ્યું, જા, રાજાના મહેલમાંથી ૯૦ હજાર રૂપિઆ લઇ આવ. બિલાડીને કયાં વાર લાગે એમ હતું? આંખ મીંચીને ઉઘાડતામાં તો વીરસિંહના ઘરમાં રૂપિયાનો મોટો ઢગલો થઇ ગયો!

વીરસિંહ તો એવો મલકાય, એવો મલકાય! બસ, ન પૂછો વાત. એણે તો રાજાને એક ચિઠ્ઠી લખીઃ રાજાજીને માલમ થાય જે આપ પૈસા મોકલવાનું ભુલી ગયા એટલે મેં મારા નોકર સાથે તે મંગાવી લીધા છે, તે જાણશો.

ચિઠ્ઠી મળતાંજ રાજાના પેટમાં ફાળ પડી. તરત રાજમહેલમાં જઇને તીજોરી તપાસે છે તો નેવું હજાર રૂા. ઓછા! પણ શું કરે? વીરસિંહને પૂછવાની હિંમત નહોતી! એને લાગેલુંજ હતું કે વીરસિંહ કંઇ જાદુમંતર જાણે છે. એટલે પૂછવા જઇશ ને કંઇ આડુંઅવળું કરી બેસે તો? તેથી રાજાજી ગુપચુપ બેસી રહ્યા.

વીરસિંહે તો પછી મોટો ભપકાદાર મહેલ બંધાવ્યો. અનેક નોકરો ને અનેક ચાકરો રાખ્યા. અનેક હાથી ને અનેક ઘોડા પાળ્યા. વૈભવનો કંઇ પાર નહિ. પૈસા ખુટે તો મોતી દાબે. બિલાડી આવે ને જેટલા જોઇએ તેટલા પૈસા લાવે. એનો ઠાઠમાઠ તો એટલો વધી ગયો કે ખુદ રાજાને એની અદેખાઇ થવા લાગી. વીરસિંહ તો જાણે એક તાજ વગરનો રાજા!

આમ કેટલાંક વરસ વહી ગયાં. સૌ માણસને મિત્ર હોય તેમ શત્રુ પણ હોયજ ને? નાના માણસને નાના દુશ્મન ને મોટાને મોટા દુશ્મન. રાજાના દુશ્મન

રાજા. આપણા રાજા ખડગસિંહને પણ દુશ્મનો હતા. તેમાંનો એક બળવાન દુશ્મન જાગ્યો. ખડગસિંહને અને આ દુશ્મન રાજા રાજસિંહને ઘણા વરસની દુશ્મનાવટ હતી. રાજસિંહે કેટલીયે વાર ચઢાઇ કરી પણ તેનું નસીબ અવળું, તે બધીએ વખત હાર ખાઇનેજ પાછો આવે. આ વખતે છેલ્લવેલ્લી બાજી હતી. જીતવાની આશા રાખીને તૈયારીઓ તો એવી જબરી કરેલી કે બસ ન પૂછો વાત! આકાશના તારા ગણાય તો એનું લશ્કર ગણાય. જ્યાં પડાવ નાંખે ત્યાં જાણે મોટું શહેર વસ્યું હોય તેવું લાગે! હયદળ, ને પાયદળ, હાથી ને ઉંટ ને સૌથી આગળ તડિંગધિન તડિંગાધન કરતા ડંકા નિશાન. એમ ધામધૂમથી લશ્કર તો ઉપડયું. વચ્ચે વચ્ચે 'હર હર મહાદેવ' ના કાન ફાડી નાંખે એવા પોકારો કરતું કરતું તે ચાલ્યું ખડગસિંહની રાજધાની તરફ!

જોતજોતામાં ખડગસિંહને આવતી આફતની બાતમી મળી. એણે પણ કેડ બાંધીને તૈયારીઓ

કરવા માંડી. અનાજના કોઠારો ભર્યા, પાણીદાર તલવારો કરાવી, કટાઇ ગયલાં હથિયારો સાફ કરાવ્યાં. કવાયત ચાલુ કરી, બધાને શૂર ચઢાવવા માટે ભાટચારણોને આજ્ઞા કરી, કોટનાં ગાબડાં પૂરાવ્યાં અને લશ્કરની ટુકડીઓ પાડી આગળથી વ્યૂહરચના કરી. ન જુએ રાત કે ન જુએ દિવસ. બસ ખાઇ પીને લડાઇનીજ વાત. બધા તો કહેવા લાગ્યા કે રાજા લડાઇઘેલો થયો છે.

થોડા દિવસમાં શત્રુ રાજા આવી પહોંચ્યો, અને લડાઇ શરૂ થઇ. ધનુષ્યમાંથી જવલ્લેણ તીર છૂટવા લાગ્યાં ને કેટલાકના રામ રમી જવા લાગ્યા. હર હર મહાદેવના પોકારો કરતા યોદ્ધાઓની કારમી કીકીઆરીઓ, હથિઆરનો ખખડાટ અને ધૂળના ઉડતા ગોટેગોટા—આમ ભારે ઘમસાણ મચી રહ્યું. લડાઇ બરાબર જામી. મારામારી, કાપાકાપી, બથ્થં-બથ્થી, નાસભાગ; કોઇનું માથું ઉડે તો કોઇનો હાથ કપાય, કોઇનું નાક કપાય તો કોઇનો કાન કપાય, લોહીની નદીઓ રેલાય—દેખાવ જોયો

હોય તો અક્કલ દિંગ થઇ જાય!

આમ કેટલાક દિવસ સુધી ખુનખાર લડાઇ ચાલી. બન્ને પક્ષ જીવ પર આવીને લડતા હતા. ખડગસિંહ તો માથું વેગળું મૂકીને તરવાર ચલાવતો હતો. પણ આ વખતે એના કપાળમાં હાર લખાઇ હશે. એટલે બળવાન શત્રુ સામે એ ટક્કર ન ઝીલી શકયો. આખરે પાછા હઠીને કિલ્લામાં ભરાવું પડ્યું. પરંતુ કિલ્લામાં ભરાવાથીયે એને ફાવે એમ ન હતું. અનાજના કોઠારનાં તળીયાં દેખાયાં હતાં, અનેક શૂરા સરદારો ને સૈનિકો ખપી ગયા હતા. અને બાકી હતા તે થાકીને લોથ થઇ ગયા હતા. હવે શું કરવું? દરબાર ભર્યો, અને સૌને એકઠા કર્યાં તથા સલાહ માગી. કોઇ કહે કે શત્રુને શરણે જવું ને કોઇ કહે કે કેસરીઆં કરવાં. જીતવાની આશા તો હતીજ નહિ. ખડગસિંહને પણ થયું કે તાબે થવા કરતાં તો કેસરીઆં કરવાં કે લડી મરવું સારૂં! પણ—

પણ—કોઇ બીજો રસ્તો શું નહિ જડે!

એણે બહુ બહુ વિચાર કર્યા, બહુ બહુ કલ્પના દોડાવી-ત્યારે છેવટે ઘનઘોર વાદળમાં જેમ રૂપેરી વીજળીનો ચમકારો થાય, તેમ એના થાકેલા મગજમાં એક ભારે સરસ વિચાર આવ્યો. મનમાં એ બહુ રાજી થયો. અને તરત બધા દરબારીઓને કહ્યુંઃ હમણાં તો હું દરબાર બરખાસ્ત કરું છું. મારે એકાંતમાં કેટલોક વિચાર કરવો છે. છેવટનો નિર્ણય એક કલાકમાં જાહેર થશે.

એવો તે વિચાર શો હતો? એને પેલો વીરસિંહ યાદ આવ્યો હતો. વીરસિંહનો ચમત્કાર એ ભૂલ્યો ન હોતો. એણે તાબડતોબ તેને તેડાવ્યો.

વીરસિંહ પણ રાજાના તેડાને માન આપીને ભારતે ઘોડે આવી પહોંચ્યો. સલામ ભરીને પૂછ્યુંઃ કેમ મહારાજ, સેવકને શી આજ્ઞા છે?

ખડગસિંહે કહ્યુંઃ ભાઈ વીરસિંહ બેસ, જરા શ્વાસ ખા. તારી સાથે આજે બહુ જરૂરી વાત કરવી છે. આપણા રાજ્ય પર આજે ભયંકર સંકટ આવી પડ્યું છે, તે તું જાણે છે. રજપુતોને માટે છેવટે

કેસરીયાં તો છેજ; પણ તે પહેલાં એક છેલ્લો પ્રયત્ન કરી જોઇએ.

તારી પાસે જાદુ છે. એનાથી કંઇ થઇ શકશે? ગઇ ગુજરી ભૂલી જજે. આ તો આખા દેશનો સવાલ છે. બોલ, શો જવાબ છે?

વીરસિંહ મોટા મનવાળો અને સાચો દેશ-ભક્ત હતો. આવે પ્રસંગે એ સ્વાર્થનો વિચાર કેમ કરે? એણે ઉત્સાહથી જવાબ દીધોઃ મંજુર, રાજાજી મંજુર; જરાયે ગભરાશો નહિ. લશ્કરની લગામ મને સોંપો અને આપણી ફતેહ થઇજ સમજો. અત્યારે રાત પડી છે. સવાર પહેલાં તો આખી બાજી પલટી નાંખીશ. આપ હવે નિરાંતે આરામ કરો.

રાજા તો બિચારો આ સાંભળી ગળગળો થઇ ગયોઃ ભાઇ વીરસિંહ, તારો ઉપકાર કેવડો મોટો છે? એનો બદલો હું તો વાળીશજ, પણ ખરો બદલો તો પ્રભુ આપશે. રાજ્ય, રાજા ને પ્રજા તારે લીધેજ બચ્યાં છે.

આમ કહી રાજા વીરસિંહને સાથે લઇ છાવ-

ણી તરફ ગયો. અને સૌની હાજરીમાં વીરસિંહને સેનાપતિ નીમ્યો. વીરસિંહે સેનાપતિની તલવાર કેડે બાંધ્યા પછી સૌને કહ્યું: ભાઇઓ તમે સૌ થાક્યા પાક્યા ને ભૂખ્યા છો. માટે અત્યારે તો તમે ખાઇપીને મોજથી સૂઇ જાઓ. નિયમ પ્રમાણે સવારે સૌ તૈયાર થઇ જજો. અત્યારે હું એકલો જ બસ છું.

સિપાઇઓ આ સાંભળી ચકિત થઇ ગયા. પણ શું કહે? એક તો સેનાપતિનો હુકમ અને બીજી–ભૂખ તરસ ને થાકને લીધે થતી પીડા. એમ બે કારણોને લીધે બધાય ખાઇપીને સૂઇ ગયા. થોડીવારમાં સૌનાં નસ્કોરાં બોલવા લાગ્યાં, એટલે વીરસિંહે પોતાની જાદુઇ લીલા શરૂ કરી. ગળામાં પહેરેલા મોતીના જાદુઇ હારમાંનું પેલું ભુરૂં મોતી એક વાર દબાવ્યું, એટલે એક બિલાડી હાજર થઇ. બીજીવાર, બીજી બિલાડી. ત્રીજીવાર, ત્રીજી બિલાડી; અને ચોથીવાર, બિલાડીઓનો માલિક, પેલો પંઝાવાળો રાક્ષસ! આ વખતે એ બધાંની જરૂર

હતી. કારણ કે કામ ભારે મોટું હતું.

કડિંગ, કડિંગ, કડિંગ,—રાતના ત્રણના ટકોરા થયા. હવે એજ કલાકમાં બધી રમત રમવાની હતી. વીરસિંહે તરત હુકમ છોડયો. પહેલાં ધોળી બિલાડીને કહ્યું: જા, શત્રુનાં માણસો મોડી સવાર સુધી ઘસઘસાટ ઉંઘ્યાજ કરે એવો જાદુ ચલાવ. બીજી કાળીને કહ્યું: જા, દુશ્મનના દરેક સિપાઇની તલવાર, ભાલા વગેરે હથિયાર ગેબ કરી નાંખ. ત્રીજી કાબરીને કહ્યું: જા, તું રાજા રાજસિંહને ઉંઘતો ને ઉંઘતો ઉપાડીને એના શહેરની ભાગોળે મૂકી આવ.

હવે રહ્યા એક રાક્ષસ. તેને સૌથી ભારે કામ સોંપવાનું હતું. રાક્ષસને કહ્યું: જો સાંભળ, તારે આપણા મરેલા સૈનિકોને જીવતા કરવાના છે. વખત બહુ થયો છે; માટે ઝડપ રાખજે. જા.

સૌને સૌને કામે વળગ્યાં.

વીરસિંહ પણ ન્હાઇધોઇને તૈયાર થઇ ગયો. જરાવારમાં ધોળી બિલ્લી આવી પહોંચી, ને ખબર

આપી: સૌ જાદુની અસર તળે ઘસઘસાટ ઉંઘે છે. સૂર્યોદય પહેલાં નહિ ઉઠી શકે. મને રજા છે? વીરસિંહે એને રજા આપી. તરત કાળી બિલ્લી આવી, ને પોતાના કામનો હિસાબ આપ્યો: શત્રુઓનાં એકેએક હથિયાર ગેબ થઇ ગયાં છે. બીજો કંઇ હુકમ છે?

વીરસિંહે એને વિદાય કરી. એટલે કાબરી બિલ્લી આવીને હાજર થઇ: રાજસિંહને એની રાજધાનીની ભાગોળે મૂકી આવી છું. હવે મને રજા છે?

વીરસિંહે એને પણ રજા આપી. ત્યાર પછી થોડીવારમાં રાક્ષસ આવીને ખડો થયો: તમારા કહેવા પ્રમાણે બધા સૈનિકોમાં જીવ મૂકયો છે. તેઓ હવે પાએક કલાકમાં જાગશે, મને જવાની છૂટ છે?

હવે કંઇ કામ બાકી નહોતું રહ્યું. એટલે વીરસિંહે રાક્ષસને પણ રજા આપી.

કડિંગ. કડિંગ-કડિંગ, કડિંગ-કડિંગ-પાંચના ટકોરા થયા. હવેજ ખરી ગમ્મત જોવાની હતી.

પેલા મરેલા સિપાઇઓમાં જીવ આવતો હતો. ધીરે ધીરે સૌનાં શરીર હાલવા લાગ્યાં. વીરસિંહ તરત ત્યાં પહોંચી ગયો અને સૌને જાગ્રત કર્યા. જે કંઇ બન્યું હતું તે ટુંકમાં સમજાવ્યું અને હુકમ કર્યો: વખત થોડો છે, જલદી પરવારી જાઓ; અને હોંશિયાર થઇને બરાબર ગોઠવાઇ જાઓ. કોઇએ કશું કરવાનું નથી. માત્ર જે થાય તે ઉભા ઉભા જોયા કરવાનું છે.

હુકમ આપી પોતે પાછો કિલ્લા પર ગયો. થોડીવારમાં શંખ ફુંકાયો ને સૌ સિપાઇઓ જાગ્યા, રૈયત જાગી, રાજા જાગ્યો. વીરસિંહે બધાને ભેગા કરી જલદી હોંશિયાર થઇ જવા કહ્યું.

રાજા પણ ન્હાઇધોઇને વીરસિંહ પાસે આવ્યો. વીરસિંહે એને પણ હવે જે નાટક થવાનું હતું તે શાંતિથી જોવાનું કહ્યું.

પ્હો ફાટયો. તારાઓ બધા જાણે છુટ્ટી મળી હોય તેમ કોણ જાણે કયાં રમવા દોડી ગયા તે ખબ-રજ ન પડી! ચાંદામામા પણ ઉતાવળા ઉતાવળા

કેઇ ભાઇબંધ દોસ્તદારને મળવા ચાલી ગયા! જરાવારમાં આખું આકાશ ખાલીખમ! પણ થોડી જ વારમાં સૂરજદાદા ફરતા ફરતા આવી પહોંચ્યા. સૌએ એમને જે જે કર્યા અને સારી બુદ્ધિ આપ-વાની પ્રાર્થના કરી.

ત્યાં તો દુશ્મનનું લશ્કર આખું આળસ મર-ડીને ઉભું થયું. ખડ્ગસિંહના લશ્કરને તૈયાર થયેલું જોઇને એ તો બિચારા હાવરાબાવરા બની ગયા. બધાયના હાથ તલવાર તરફ વળ્યા. પણ તલવાર હોય તો હાથમાં આવેને? બીજાં હથિયાર પણ છુમંતર થઇ ગયલાં. એટલે તો અંદર અંદર હોહા-હોહા મચી રહી. એક કહે કે અલ્યા મારી તલવાર ગુમ! બીજો કહેઃ મારો જમૈયો ગેબ! ત્રીજો કહેઃ અલ્યા મારો ભાલો પોબાર! ચોથો કહેઃ અરે પણ મારી કટાર કોણ ચોરી ગયું? રાતની રાતમાં આ શો ગજબ?

પેલી તરફ વીરસિંહ, ખડ્ગસિંહ, સૈનિકો, સૌ હસી હસીને હમલો થઇ જતા હતા.

પછી ધમાલ ચાલી. અંદર અંદર મશ્કરી કરી કરી એમ મારી એક બીજાની સામે ઘુરકવા મંડયાઃ કેમવુ! તેંજ મારી તલવાર ચોરી છે. લાવ પાછી આપ. બીજો કહેઃ હું—આ—નથી માનતો! સીધે સીધો આપજે હોય તે આપી દે, નહિતો જોયા જેવી થશે. ત્રીજો કહેઃ અરે ઉતડુ! ક્યાર આપી દે કે રાજાને કહેવું પડશે!

પણ થોડી વારમાં બધાને માલમ પડયું કે આ કંઇ મશ્કરી—મશ્કરી નહોતી—ખરી વાત હતી. બધા પાગલ જેવા બની ગયા. બધાના શરીરમાંથી લોહી ઉડી ગયું ને ડરથીજ અડધા તો મરી ગયા. સામે હથિયારખાનું અંદર ઉંધુ હતું. શું કરવું!

સૌ દોડતા દોડતા પહોંચ્યા રાજાના તંબુએ. તંબુમાં માત્ર રાજાનો પલંગ પડયો હતો. રાજા કંઇ ફરવા ગયા હશે એમ ધારીને સિપાહીઓએ ઘણીએ બૂમો પાડી, પણ રાજા શેના બોલે! રાજા તો આ વખતે કેટલેય દૂર પડયા હતા!

બસ થઇ રહ્યું: સૌના મ્હોંના જોવા જેવા થઇ

રહ્યા. કંઇ સુઝ પડે નહિ. લડવુંયે શેના વડે? તલવાર ઘાલવાનાં ખાલી ખોખાં (મ્યાન)થી કંઇ અટાપટા ખેલાતા હશે? અગિયારા ગણી જવા સિવાય બીજો કંઇ રસ્તો રહ્યો નહોતો. દરેક જણને મોઢે આ એકજ વાત નીકળતી. નાસો બે નાસો, જીવવું હોય તો નાસો. જેમ નસાય તેમ નાસો. આડું અવળું જોશો નહિ; ભૂલે ચૂકે પણ જોશો નહિ.(જંતર છે, મંતર છે, જાદુ ને છુમંતર છે, જીવનું અહિં જોખમ છે. નાસજો રે નાસજો, જીવ લઇને નાસજો.)

આમ બોલતા બોલતા ધણી વગરનાં ઢોરની પેઠે જેને જેમ ફાવ્યું તેમ નાસવા લાગ્યા. વીરસિંહે જરા વધારે ગમ્મત કરવા પોતાના સૈનિકોને એમની પાછળ થોડે સુધી દોડવાનો હુકમ કર્યો. એટલે તો જોઇ લ્યો મઝા! જાણે સાક્ષાત જમરાજા એમની પાછળ પડયા હોય તેમ બધા મુઠીઓ વાળીને નાઠા. કેટલાયે બિચારા ઠોકર ખાઇને પડે આખડે, ગોડિમડાં ખાય તોયે જીવ

બચાવવા ફટાફટ ઉઠીને ઉભા થાય, ને દોડે.

આ વગર પૈસાનું નાટક જોવાની ખડગસિંહને, એના સૈનિકોને અને લોકોને એવી તો મઝા પડી- એવી તો મઝા પડી કે બસ–હસી હસીને પેટ દુઃખી ગયું તોયે હસવાનું રોકાય નહિ.

આમ બિચારા દુશ્મનની પૂરી ફજેતી થઇ. ખડગસિંહ પર ચઢાઇ કરવાની તો એ ખોજ ભૂલી ગયો.

આ તરફ ખડગસિંહ વગેરેની આંખો પેલા દોડયા જતા લશ્કર ઉપર ચોંટેલી હતી. આખરે લશ્કર દેખાતું બંધ થયું એટલે સૌ શહેર તરફ વળ્યા. લોકોની ખુશાલીનો તો પાર ન હોતો. વગર દિવાળીએ દિવાળીની શોભા થઇ.

પણ આ રમુજી નાટકનો સૂત્રધાર કોણ હતો તે જાણ્યું છે? આપણો વીરસિંહ. એની અદ્‌ભુત કરામતથી બધા છક થઇ ગયા હતા. કેટલાકે એને દેવતાઇ પુરુષ માન્યો ને કેટલાકે વળી મહાન જાદુગર માન્યો. સઘળાએ એને વિજયી વીરની

વીરસિંહ અને વિજયાનાં લગ્ન કર્યાં.

કેટલાયે દિવસો સુધી પ્રજાએ ઉત્સવ પાળ્યો. રોજ મીઠું મીઠું ખાય ને મોજ કરે. પણ સારે નસીબે બધા કસરતના શોખીનો હોવાથી કોઇ માંદુ ન પડ્યું.

હવે ખડગસિંહ ઘરડો થયો હતો. એટલે પ્રજાની સંમતિથી વીરસિંહને ગાદી સોંપીને પોતે આરામ ભોગવવા લાગ્યો—વીરસિંહ રાજા થયો તે બધાને ગમ્યું. એના વખતમાં લોકો ઘણા સુખી ને આબાદ થયા. કંઇ સંકટ આવે તો તરત પેલા જાદુઇ હારનું મોતી દાબે એટલે એકાદ બિલ્લી કે રાક્ષસ એકદમ હાજર થઇ જાય—અને સંકટ જાય નાઠું——.

એમ ઘણાં વરસ સુધી વીરસિંહે

ખાધું પીધું

ને

રાજ કીધું !

---

# કેમ કેવી વાત ?

એકેએકના કાન કાપો; છોડશો નહિ, એકકે વાઘને છોડશો નહિ, કાન કાપો, બસ કાન કાપો, એ વાઘડાઓના કાન કાપો !!

" મીઆંઉ " સાંભળીને ઉંદરો નાસે તેમ આ હોકારો સાંભળીને બધા વાઘો જીવ લઈને, ઉભો પૂંછડીએ નાઠા. કોઈ પૂર્વમાં તો કોઈ પશ્ચિમમાં, કોઈ ઉત્તરમાં તો કોઈ દક્ષિણમાં, એમ જેને જેમ ફાવ્યું તેમ ચારે દિશામાં, ચારે પગે નાઠા. પાછું વાળીને જોવા સુદ્ધાં ના રહ્યા.

થોડી વારે, કરસન નીચે ઉતર્યો.

---

આ પાનું 'વાઘોનું વન' નામની ચોપડીમાંથી લીધું છે. તે પણ આવી જ રંગબેરંગી છાપવાળી ચોપડી છે. જે વાંચે તે વખાણે છે.